मुंबई शहेरनी भूगोळ



# મુંબઈ શોહેરની ભૂગોળ

( ધોરણ ત્રીજા માટે )

છપાવી પ્રસિદ્ધ કર્તી.

હરીશંકર એન. શાસ્ત્રી

અને

નાથાલાલ પી. વ્યાસ

૧૨૮૯૯

# પ્રસ્તાવના.



અમારા શિક્ષક દરમિઆનના અનુભવમાં ભૂગોળનો વિષય મુંબઈના ત્રીજા ધોરણમાં જોઇએ તે કરતાં ઓછો સંતોષકારક જણાયો. સ્વ. જીવાભાઇ અમીચંદના પુસ્તક કરતાં રા. અંજારિયાની ભૂગોળ વિદ્યાર્થીઓની સગવડ ઘણીજ જાળવી રહી છે. લંબાણથી ક્રમસર તેમાં ઘણું સારૂં વિવેચન કર્યું છે. પણ ટૂંકામાં હકીકત રજુ કરે તેવું પુસ્તક હજુ સુધી એકે હોય એમ જાણવામાં નથી. મરાઠી ભાષામાં આ દિશા તરફ અનેક પ્રયાસો થયા છે, અને તે સફળ નીવડયા છે. ગુજરાતીમાં પણ અમારે કંઇક આ વિષયને લગતું વિદ્યાર્થીઓને ઉપયોગી થઇ પડે તેવું પુસ્તક છાપવાનો વિચાર થવાથી આ પગલું ભર્યું છે. આશા છે કે તે વિદ્યાર્થીઓના આદરને પાત્ર થશે, તો અમે અમારો શ્રમ સફળ થયો માનીશું.

સમયના અભાવે ચિત્રો તથા નકશા દાખલ કરી શકયા નથી.

વસંતપંચમી

વિક્રમ સંવત ૧૯૮૨

પ્રસિદ્ધકર્તા

# મુંબઈ શહેરની ભૂગોળ

પ્રશ્ન–**ભૂગોળ** એટલે શું ?

ઉત્તર–( ભૂ=પૃથ્વી અને ગોળ=ગોળો )પૃથ્વીના ગોળા સંબંધી જેમાં લખ્યું હોય તેનું નામ **ભૂગોળ.**

પ્ર.–**ભૂગોળવિદ્યા** એટલે શું ?

ઉ.–પૃથ્વીના ગોળા સંબંધી જે વિદ્યા તે **ભૂગોળવિદ્યા.**

પ્ર.–પૃથ્વીનો આકાર કેવો હશે ?

ઉ.–ગોળ નારંગી જેવો.

પ્ર.–**દિશા** એટલે શું ?

ઉ.–બાજુ.

પ્ર.–મુખ્ય દિશાઓ કઇ કઇ ?

ઉ.–**પૂર્વ, પશ્ચિમ, દક્ષિણ,** અને **ઉત્તર.**

પ્ર.–દિશાઓ શી રીતે ઓળખવી ?

ઉ–૧–જે તરફ સૂરજ ઉગે છે તે **પૂર્વ** દિશા. તેને ઉગમણી દિશા પણ કહે છે.

૨–જે તરફ સૂરજ આથમે છે તે **પશ્ચિમ** દિશા. તેને આથમણી દિશા પણ કહે છે.

૩–પૂર્વ તરફ મોં કરી ઉભા રહીએ તો જમણા હાથ તરફની **દક્ષિણ** દિશા.

૪–અને ડાબા હાથ તરફની **ઉત્તર** દિશા કહેવાય.

પ્ર. **ખૂણાઓ** કેટલા છે? અને કયા કયા?

ઉ.–ચાર છે. **અગ્નિ, નૈઋત્ય, વાયવ્ય** અને **ઈશાન.**

પ્ર.–ખૂણાઓ કઇ કઇ દિશાઓ વચ્ચે આવ્યા?




ઉ.૧–**અગ્નિ**–પૂર્વ અને દક્ષિણ વચ્ચે.

૨–**નૈઋત્ય**–દક્ષિણ અને પશ્ચિમ વચ્ચે.

૩–**વાયવ્ય**–પશ્ચિમ અને ઉત્તર વચ્ચે.

૪–**ઈશાન**–ઉત્તર અને પૂર્વ વચ્ચે.

પ્ર.–રાત્રે દિશાઓ કેવી રીતે ઓળખવી.

ઉ.–૧–ધ્રુવના તારા ઉપરથી, એ તારો હંમેશા ઉત્તર તરફ **રહે છે.**

૨–હોકાયંત્ર ઉપરથી (શિક્ષકે બતાવવું)

પ્ર.–નકશાની દિશા શી રીતે ઓળખવી?

ઉ.–નકશાને ભીંતે ટાંગો. પછી સામા ઉભા રહો તો ઉપરની **ઉત્તર** દિશા નીચેની **દક્ષિણ** દિશા, જમણા હાથ તરફની

**પૂર્વ** દિશા અનેડાબા હાથ તરફની **પશ્ચિમ** દિશા **જાણવી.**
પ્ર.–દિશાઓનો ઉપયોગ શું ?
ઉ.–અમુક સ્થળ કયાં આવ્યું છે; કેટલું દૂર છે; વગેરે **જાણી** શકાય છે.
પ્ર.–નિશાળનો નકશો કેવી રીતે બનાવવો ?
ઉ.–પ્રથમ નિશાળનું માપ લાંબી ફૂટદોરી કે બીજા કશાથી કાઢવું. પછી તેનું ઇંચમાં પ્રમાણ લઇ દોરવો.[1] એ પ્રમાણે **બીજા** ધોરણમાં પોતાની શાળા અને વૉર્ડનો નકશો પાડતાં શીખવું. ત્રીજામાં મુંબઇ શહેરનો નકશો પાડતાં શીખવું.

# વ્યાખ્યાઓ.

૧–પૃથ્વીના કોઇ પણ ભાગના (ગામ, શહેર, નદી વગેરેનો) કાગળપર કાઢેલા ચિત્રને **નકશો** કહે છે.
૨–હાથથી બનાવેલા માટીના મકાનને ઝુંપડું કહે છે.
૩–છો, ઇંટ વગેરેથી ચણેલાં મકાનને **ઘર** કહે છે.
૪–બે કે તેથી વધુ માળવાળા, અને ઘણી ઓરડીઓવાળાં મોટાં મકાનને **માળો** કહે છે.

---

[1] પૂછો તમારા ગુરૂજીને.

૫–જેમાં ઘરોની સામસામી હારનીહાર આવેલી હોય, જેમાં વસ્તી પણ ઘણા હોય તેને **મહોલ્લો** કહે છે. સુરતમાં શેરી, અમદાવાદમાં ખડકી અને મુંબઇમાં ગલ્લી કહેવાય છે.

૬–વ્યવસ્થા માટે શહેરના કરેલા મુખ્ય ભાગને **વૉર્ડ** કે **વિભાગ** કહે છે. સુરતમાં પરૂં અને અમદાવાદમાં પોળ કહેવાય છે.

૭–જ્યાં છુટાં છવાયાં થોડાં ઘરો હોય અને વસ્તી પણ થોડી હોય તેને **ગામડું** કહે છે.

૮–ગામડા કરતાં જેમાં વધુ ઘરો હોય, વસ્તી પણ વધુ હોય તેને **કસ્બો** કહે છે.

૯–જ્યાં ઘણા ઘરની સંખ્યા હોય, વસ્તી પણ વધુ હોય, મોટાં મોટાં હાટો હોય, અને પાકા રસ્તાઓ બાંધેલા હોય તેને **શહેર** કહે છે.

૧૦–શહેર સુધારા માટે કરેલા ખાતાને **મ્યુનિસિપાલીટિ** કહે છે જેનો કારભાર શહેરની પ્રજાએ ચૂંટી કાઢેલું મંડળ ચલાવે છે.

૧૧–ઘણા ગામોના કરેલા જથાને **તાલુકો** કહે છે.

૧૨–ઘણા તાલુકા મળી કરેલા વિભાગને **જિલ્લો** કહે છે.

૧૩–જેમાં ઘણા જીલ્લાઓ આવેલા હોય એવા મોટા જથાને **પ્રાન્ત** કહે છે.

૧૪–ઘણા પ્રાન્તો મળી **ઇલાકો** થાય છે.

૧૫–ઘણા ઇલાકા મળી **દેશ** બને છે.

૧૬–જેમાં ઘણા દેશો, નદીઓ, પર્વતો કે સરોવરો આવેલાં હોય તેવા પૃથ્વીના મોટા ભાગને **ખંડ** કહે છે.

એવા પૃથ્વીનાં પાંચ ખંડ છે:-એશિયા, યુરોપ, આફ્રિકા, અમેરિકા અને ઑસ્ટ્રેલીઆ.

૧૭-ખંડના મોટા ભાગને **ગોળાર્ધ** કહે છે.

એવા પૃથ્વીના બે ગોળાર્ધ બનેલા છે.૧ પૂર્વગોલાર્ધ ૨ પશ્ચિમગોલાર્ધ

૧૮-એક સરખી સપાટ જમીનના મોટા ભાગને **મેદાન કહે છે.**

૧૯-જમીનના ઉંચા ભાગને **ટેકરી** કહે છે.

૨૦-જમીન ઉપર આવેલા એવા મોટા ટેકરાને **ડુંગર કહે છે.**

૨૧-બે કે તેથી વધુ જોડાએલા ઉંચા ડુંગરને **પર્વત** કહે છે.

૨૨-પર્વતના એકદમ સીધા ઉંચા ભાગને **શિખર કહે છે.**

૨૩-રાજના બચાવ માટે શહેર કે ડુંગર ઉપર પત્થરની મોટી દિવાલ ચણેલી હોય તથા લશ્કર, દારૂગોળો વગેરે રાખવા ઉંચા મજબુત બાંધેલા સ્થળને **કિલ્લો** કહે છે.

૨૪-શહેર કે કિલ્લાની ચોતરફ શત્રુના બચાવ માટે પત્થર કે ઇંટ વડે ચણેલી ભીંતને **કોટ** કહે છે.

૨૫-પર્વત કે ડુંગરમાંથી જવા આવવા બનાવેલા રસ્તાને **ઘાટ** કહે છે.

૨૬-બે પર્વતો વચ્ચેની સાંકડી ઉંડી જમીનને **ખીણ કહે છે.**

૨૭-જે પર્વતમાંથી ધુમાડા, રાખ અને બળતા પદાર્થોનો ગરમ રસ નીકળે છે તેવા પર્વત **જવાળામુખી** કહેવાય છે.

૨૮-જમીનના જે ભાગ ઉપર પાસેપાસે ઘણાં ઝાડો આવી રહેલાં હોય તેને **જંગલ કે વન કહે છે.**

૨૯-આગગાડીના આવ જા માટે ડુંગરને કોરી કરેલા રસ્તાને **બોગદું** કહે છે.

૩૦-પાણીનો પ્રવાહ એકદમ ઉંચેથી પડતો હોય તેને **ધોધ** કહે છે.

૩૧-ચારે બાજુ જમીન અને વચ્ચે પાણી હોય તેને **તળાવ** કહે છે.

૩૨-ખારા કે મીઠા પાણીના એવા મોટા તળાવને **સરોવર** કહે છે.

૩૩-ખારા પાણીના મોટા ભાગને **સમુદ્ર** કે **દરિયો** કહે છે.

૩૪-(મહા સાગર=મોટો દરિયો) પૃથ્વી ઉપર આવેલા ખારા પાણીના મોટા જથાને **મહાસાગર** કહે છે. એવા પૃથ્વીમાં પાંચ મહાસાગર છે. પાસિફિક, હિન્દી, આટલાંટિક, ઉત્તર મહાસાગર અને દક્ષિણ મહાસાગર.

૩૫-ડુંગર કે સરોવરમાંથી મીઠા પાણીનો રેલો ઢાળતી જગ્યાએ વહી સમુદ્રને મળે છે તેને **નદી** કહે છે.

૩૬-નદી જ્યાંથી નીકળે તેને **મૂળ** કહે છે.

૩૭-નદી જ્યાં આગળ મળે છે તેને **મુખ** કહે છે.

૩૮-બે નદીઓ એક બીજીને જે ઠેકાણે મળે છે તેને **સંગમ** કહે છે.

૩૯-બે નદીની વચ્ચેના પ્રદેશને **દુઆબ** કહે છે.

૪૦-નદી કે સરોવરને કાંઠે માણસોને નાહવા ધોવા કે પાણી ભરવા છોઇંટ વડે બાંધેલાં પગથીઆંને **ઘાટ** કે[૧] **ઓવારો** કહે છે.

૪૧-સૂર્ય કે ચંદ્રના આકર્ષણથી દરિયાનું પાણી વારાફરતી ચઢે છે તેને **ભરતી** કહે છે. અને ઉતરે તેને **ઓટ** કહે છે.

૪૨-દરિયાનું પાણી ભરતી વખતે અંદર આવે એવાં નદીનાં

૧ આરો અથવા ઉતારો પણ કહે છે.

પહોળાં મુખને **ખાડી** કહે છે.

૪૩–નદી, ખાડી કે અખાતનાં પાણી વહેતી વખતે જમીનને ખોદી નાખે છે તેને **કિનારો** કહે છે.

૪૪–સમુદ્રનો ફાંટો જમીનમાં ગયો હોય તેને **અખાત** કહે છે.

૪૫–લાંબા અને પહોળા અખાતને **ઉપસાગર** કહે છે.

૪૬–સમુદ્રની અંદર ખડક હોય છે, અંધારામાં વહાણો અને આગબોટો અથડાય નહિ, તેને માટે એક ઉંચો થાંભલો કરી તેમાં ફરતો દીવો રાખે છે, તેને **દીવાદાંડી** કહે છે.

૪૭–નદી કે સમુદ્ર કાંઠે આવેલાં શહેરમાં વહાણ કે આગબોટમાંથી માલ ચઢ ઉતર થતો હોય તેને **બંદર** કહે છે.

૪૮–વહાણ કે આગબોટમાં બંદર ઉપર માલ ચઢાવવા કે ઉતારવા લાકડા કે પત્થરથી બાંધેલા ઠેકાણાને **ડક્કો** કહે છે.

૪૯–જે બંદરમાં વહાણ કે આગબોટ સહીસલામત રહી શકતાં હોય તેને **બારૂં** કહે છે. મુંબઇ **બારૂં** (બંદર) કહેવાય.

૫૦–વહાણોમાંથી ઉતારેલો અને ચઢાવવાનો માલ જે જગાએ રાખવામાં આવે છે, તેને **ગોદી** કહે છે.

૫૧–જમીનની ચારે બાજુ પાણી હોય તેને **દ્વીપ** કે **બેટ** કહે છે.

૫૨–જમીનની ત્રણ બાજુ પાણી હોય અને એક બાજુ જમીન હોય તેને **દ્વીપકલ્પ** કહે છે.

૫૩–જમીનની અણીલાંબી થઇ સમુદ્રમાં ગઇ હોય તેને **ભૂશિર** કહે છે.

૫૪–જમીનના બે મોટા ભાગને સાંધનારા જમીનના નાના ભાગને **સંયોગીભૂમિ** કહે છે.

૫૫–પાણીના બે મોટા ભાગને સાંધનારા પાણીના નાના ભાગને **સામુદ્રધુનિ** કહે છે.

૫૬–રેતીથી ભરપુર મોટા મેદાનમાં વનસ્પતિ થતી ન હોય કે માણસો રહેતાં ન હોય તેને **રણ** કહે છે.
૫૭–જે મકાનમાં બેસીને ન્યાયાધીશો ન્યાય ચુકવે છે તે સ્થળને **કોર્ટ** કહે છે.
૫૮–જેમાં સંખ્યાબંધ દરદીઓને મફત દવા આપી સારવાર કરવામાં આવે છે તેને **હોસ્પિટલ** કહે છે.
૫૯–દેશ, પરદેશના કાગળો, તારો, ટપીઆ વગેરે પહોંચાડવાનું કામ કરનારી ઓફીસને **પોષ્ટ ઓફીસ** કહે છે.
૬૦–જ્યાં સરકાર તરફથી સિક્કા પાડવામાં આવે છે તે ઠેકાણાને **ટંકશાળ** કહે છે.
૬૧–અનાથ કે વટેમાર્ગુઓને આસરો આપવા બાંધેલા મકાનને **ધર્મશાળા** કહે છે.
૬૨–પશુઓને માટે ધર્માદા ખોરાક આપવાની તથા રાખવાની જગ્યાને **પાંજરાપોળ** કહે છે.
૬૩–જે મકાનમાં ચોરી, મારામારી. ખૂન, લુચ્ચાઇ વગેરે કરનાર માણસને પુરી રાખવામાં આવે છે તેને **જેલ** કહે છે.
૬૪–જે જગ્યાએ આગગાડી ઉભી રહેતી હોય અને માણસો કે માલ ચઢ ઉતર થતો હોય તેને **સ્ટેશન** કહે છે.
૬૫–જે સ્ટેશન આગળ આગગાડીના બે કે તેથી વધારે રેલ્વેના ફાંટાઓ આવી મળતા હોય તેને **જંકશન** કહે છે.

# સામાન્ય હકીકત

**મુંબઇની ટુંક હકીકતઃ—**એ બેટ (હવે દ્વીપકલ્પ) લાંબા સમય સુધી દક્ષિણના હિન્દુ રાજાઓને તાબે હતો. પછીથી મુસલમાનોએ જીતી લીધો ત્યાર પછી એ બેટ કેટલાંક વરસ બાદ **અમદાવાદના** સુલતાનને તાબે આવ્યો; ત્યાર પછી પોર્ટુગીઝોના તાબામાં આવ્યો. **પોર્ટુગાલના** રાજાએ સને ૧૬૬૧ની આખરે પોતાની કુંવરી **ઇંગ્લંડના** રાજા સાથે પરણાવી એ બેટ તેને પહેરામણીમાં આપ્યો. ઇ. સ. ૧૬૬૭ થી ઇંગ્લાંડના રાજાએ વરસના રૂ. ૧૦૦) લેવાના કરી કંપની સરકારને આપ્યો. ઇ. સ. ૧૬૬૮ની શરૂઆતમાં કંપની સરકારે શિવાજીની લૂંટથી કંટાળી પોતાની કોઠી (વેપારની વખારો) સુરતમાંથી કાઢી નાખી મુંબઇ આણી. અહીં પણ અંગ્રેજોને ઇ. સ. ૧૮૧૮માં પેશ્વાઇ ટુટી ત્યાં સુધી મરાઠાઓ તરફથી ત્રાસ ભોગવવો પડ્યો. મુંબઇ પાસે ૧૧ મૈલ ઉપર અંધેરી નામના ટાપુ ઉપર જંજીરા (પાણીમાં બાંધેલો કિલ્લો) બંધાવી લશ્કરી થાણું રાખ્યું હતું[1] એના બચાવ માટે અંગ્રેજોએ પોતાની વખારની ચોતરફ ઇ. સ. ૧૭૧૬ માં કોટ બંધાવી ફરતે ખાઈ ખોદાવી હતી.

તે સમયે હાલના જેવું મુંબઇ ન હતું, સાત નાના નાના

---

૧. ૧૬૭૯ માં શિવાજીએ બંધાવ્યો હતો.

ટાપુઓ હતા તેમાં કોળી લોકોની થોડી વસ્તી હતી. માહીમનો[1] ભાગ સારી વસ્તીવાળો હતો. ત્યાં સારો વેપાર પણ ચાલતો. તોપણ ઇ- સ. ૧૮૬૦ સુધી મુંબઇ સારી હાલતમાં ન હતું. ઇ. સ. ૧૮૬૩માં અંગ્રેજ સરકારે કોટનો ઘણો ભાગ તોડી પડાવી ખાઇ પુરાવી નંખાવી, ત્યારથી મુંબઇ વધવા માંડયું. છેલ્લી મોટી લડાઇ પછી (ઈ. સ. ૧૯૧૮) મુંબઇ શહેર બેટ મટી દ્વીપકલ્પ બન્યું. આજે મુંબઇ હિન્દમાં પહેલા નંબરનું અને દુનિયાના મોટા બંદરો પૈકી ઉત્તમ બારૂં ગણાય છે. દિવસે દિવસે વસ્તી વધતી જાય છે. ઘણા લોકો કલ્યાણી, થાણા, વિરાર, બોરીવલી વગેરે રહી રોજ ધંધાર્થે આવે છે. તેમને જલદી જવા આવવા માટે વિજળીની આગગાડી શરૂ થઇ છે. હાલમાં **બોમ્બે ઇંપ્રુવમેંટ ટ્રસ્ટ, બોમ્બે પોર્ટ (બંદર) ટ્રસ્ટ** અને **ડેવલપમેંટ** વગેરે ખાતાં મારફત શહેરમાં ધમધોકાર સુધારા ચાલુ છે.

**સીમા**—**ઉત્તરે-વાંદરાની** ખાડી ને સાષ્ટી (સાલસેટ) બેટ આવેલો છે. **પશ્ચિમ** અને **દક્ષિણે-અરબી સમુદ્ર** અને **પૂર્વે**-સમુદ્રનો ભાગ, **પૂર્વે, ધારાપુરી, અને** ઉરણ બેટ તથા કોલાબા જિલ્લો.

**વિસ્તાર**--લંબાઇ આશરે ૧૨ મૈલ, પહોળાઇ સરાસરી ૩ મૈલ.

**વસ્તી**--આશરે ૧૨ લાખ માણસની.

**આકાર**—ભિસ્તીની પખાલ જેવો છે.

**ભાષા**—મરાઠી, ઉર્દુ, ગુજરાતી મુખ્ય છે. પણ ઘણાંખરાં

[1] જુના વખતમાં તે મહીકાવતીથી ઓળખાતું.

ખાતામાં અંગ્રેજી ભાષાનો ઉપયોગ થાય છે.

**હવામાન અને વરસાદ**--ચારે બાજુ દરિઆને લઇને બહુ તાપ, તાઢ લાગતાં નથી. વરસાદ ૭૫ થી ૧૦૦ ઇંચ સુધી પડે છે.

**મુખ્ય ભાગ**--વહીવટ ચલાવવાને સાત ભાગ પાડેલા છે તે નીચે પ્રમાણે:—

એ (A)-કોટ વૉર્ડ
બી (B)-માંડવી વૉર્ડ
સી (C)-ભૂલેશ્વર વૉર્ડ
ડી (D)-ગીરગામ વૉર્ડ
ઈ (E)-ભાયખળા વૉર્ડ
એફ (F)-પરેલ વૉર્ડ
જી (G)-માહીમ વૉર્ડ

**દ્વીપકલ્પ**--કોલાબા, વાલકેશ્વર, વરલી.

**ભૂશિર**--કોલાબા, વાલકેશ્વર, વરલી, મામાહાજીની અને શિવડીની.

**ડુંગર**--મલબારહીલ, ખંભાલાહીલ, વરલી હીલ, સીવરી, મહાલક્ષ્મીહીલ અને ભંડારવાડાહીલ.

**નદી**--નથી.

**ખાડી**--વાંદરાની અને માહીમની.

**તળાવ**--મુંબાદેવી, ભૂલેશ્વર, વાલકેશ્વરનાં હાલમાં છે. ધોબીતળાવ, કાવસજી, પટેલનું તળાવ, ગોવાળીઆ તળાવ

બાબુલા તળાવ, ગિલ્ડર તળાવ, વગેરે પુરી નાખ્યાં છે.

**ઉપસાગર**--બેકબે, માહીમ.

**મેદાન**--એસ્પ્લેનેડ, કોટનું, મરીનલાઇન્સ, ચર્ચગેટ, ચોપાટી ને મહાલક્ષ્મીનું.

**ગોદી**--વિકટોરિઆ ગોદી, અલેક્ઝાંડ્રા ગોદી, પ્રિન્સેસ ગોદી, સાસુન ડૉક, અને ગવર્મેંટ ડૉકયાર્ડ.

**બંદર**--ક્રિઅરબંદર, પાલવાબંદર, મોદીબંદર, ટાંકબંદર, વાડીબંદર, અને કરનાકબંદર.

**આયાત** (પરદેશથી આવતો માલ)--જાતજાતનું કાપડ, ધાતુનો સામાન, સુતર, ખાંડ, સ્ટેશનરી સામાન, સોનું, રૂપું, ચા, દારૂ, કાચનો સામાન, લોઢાનાં યંત્રો વગેરે.

**નિકાશ** (પરદેશ જતો માલ)--કપાસ, સુતર, અફીણ, અનાજ, દેશી કાપડ, તેલીબીઆં વગેરે.

**હરવા ફરવાનાં સ્થળો**--ચોપાટી, પાલવા બંદર. એસ્પ્લેનેડ, રાણીબાગ, ઝુલાબાગ, માહીમનો દરિયો, માટુંગાનો નવો બગીચો વગેરે.

**દેવસ્થાનો**--

**હિંદુઓનાં**-વાલકેશ્વરનું મંદિર, બાબુલનાથનું, ભુલેશ્વરનું, મહાલક્ષ્મી માતાનું, મુંબાદેવીનું, કાળકાદેવીનું, માધવબાગનું વગેરે.

**જૈનોનાં**-પાયધુનીનાં, લાલબાગ, ભાયખળા માહીમ વગેરે.

**પારસીઓની અગિઆરી**-ચીરાબજાર, ગીરગામ, ખેત-વાડી, કાંદાવાડી, આગળની તેમજ બીજી કેટલીક.

**મુસલમાનોનાં**-માહીમની પીરની દરગાહ, જુમ્મામસીદ, જકરીઆ મસીદ વગેરે.

**ખ્રિસ્તિનાં**-ઘણે ઠેકાણે ચર્ચ આવેલાં છે, તેમાં સેંટથોમસનું ચર્ચ પ્રસિધ્ધ છે.

**સુંદર મકાનો**--સેક્રેટરીએટ, જનરલ પોષ્ટ ઓફીસ, મ્યુનિ૦ ઓફીસ, બોરીબંદર સ્ટેશન, હાઇકોર્ટનું મકાન મ્યુઝીઅમ, રાજાબાઇ ટાવર, તાજમહાલ હૉટલ વગેરે.

**જ્ઞાન વધારનારાં સ્થળો**--વેધશાળા, ટંકશાળ, દીવાદાંડી તોપખાનું, પરેલ લેબોરેટરી, રે આર્ટ સ્કૂલ, ટેકનીકલ સ્કૂલ મહાલક્ષ્મી ઉપર પાંજરાપોળ, ઇરિપતાલો વગેરે.

**વોર્ડ અને તેના વિભાગઃ**--

| एं | बी | सी |
|---|---|---|
| અપર કોલાબા, | ચકલો, | માર્કેટ, |
| લોઅર કોલાબા, | માંડવી, | ફણસવાડી, |
| દક્ષિણ કોટ, | ઉમરખાડી | ધોબી તળાવ |
| ઉત્તર કોટ, | ડોંગરી | ભૂલેશ્વર |
| એસ્પ્લેનેડ (મેદાન) | | કુંભારવાડા: |
| | | ખારા તળાવ. |

| ડી | ઈ | એફ | જી |
|---|---|---|---|
| ખેતીવાડી, | તારદેવ,કમાઠીપુરા | ચીંચપોકલી | અપર માહીમ |
| ગીરગામ, | નવોનાગપાડો | પરેલ | લોઅર માહીમ |
| ચોપાટી | જુનોનાગપાડો, | દાદર | વરલી, |
| વાલકેશ્વર | તારવાડી,ભાયખળા | શિવડી | |
| મહાલક્ષ્મી. | મઝગામ | માટુંગા, | |
| | | નાયગામ; | |
| | | ધારાવી, | |
| | | શિવ. | |

# વૉર્ડવાર ટુંક વર્ણન

## ૧. એ વૉર્ડ (કોટ)

**ભૂશિર**–કોલાબાની.

**સ્ટેશન**–કોલાબા અને ચર્ચગેટ (બી. બી. રેલ્વે)
બોરી બંદર (જી. આઇ. પી. રેલ્વે)

**બંદર**–પાલવા બંદર, વિકટોરિયા બંદર, આર્થર બંદર, એપોલો બંદર અને મોદી બંદર,

**ગોદી**–સાસુન ડૉક, વિકટોરિયા ડૉક, ગવર્નમેંટ ડૉકયાડ

**હવાખાવાનાં સ્થળો**–એપોલો બંદર, ચર્ચગેટ, મરીન્લાઈન્સ

## બીજાં સ્થળો.

**કોલાબાની દીવાદાંડી**–વહાણો તથા આગબોટો રાત્રે ખડક સાથે ન અથડાય માટે ત્યાં ફરતો દીવો રાખવામાં આવે છે.

**વેધશાળા**–તારાની ગતિ, હવામાં થતું તોફાન. ઘડીઆળોના ટાઈમ ધરતીકંપ વગેરે જાણવાનાં યંત્રો ત્યાં ગોઠવેલાં છે.

**મ્યુઝિઅમ**–જુની વસ્તુઓ, મૂર્તિઓ, કારીગરીના નમુના વગેરેનો ત્યાં સંગ્રહ છે.

**રાજાબાઈ ટાવર**–૨૮૦ ફૂટ ઉંચો મિનારો છે તે ઉપર ચારેબાજુ ઘડિઆળ છે. તેમાં પા પા કલાકે ટકોરા થાય છે. ઉપર જવાને ૨૮૨ પગથીઆં છે.

**હાઇકોર્ટ**–જોવા જેવું મકાન છે. ત્યાં મોટા દાવા ચૂકવવામાં આવેછે

**ટાઉનહૉલ**–મોટી મોટી સભાઓ ભરવાને બાંધેલુ જાહેર મકાન છે.

**ક્રાફર્ડ માર્કેટ**–ફળફૂલ તેમજ સર્વ જાતની વસ્તુઓ મળે છે. દરેક જાતના લોકોની મેદની અહીં ભરાય છે. અહીં પણ ઘડીઆળવાળો ટાવર છે.

**જનરલ પોષ્ટ ઑફીસ**–મોટા ઘુમટવાળું ભવ્ય મકાન છે. આ મકાન લગભગ ૧૦ વરસે બંધાઇ રહ્યું હતું.

**બોરીબંદર**-(વિકટોરિઆ ટર્મિનસ) હિન્દુસ્તાનમાં મોટામાં મોટું સ્ટેશન છે. હિંદુસ્તાનના મોટાં શહેરોના ફોટાઓ, નકશી-કામ તથા માણસ કરતાં ઉંચા બ્રડીઆળ જોવા જેવાં છે.

**મ્યુનિસિપલ ઓફીસ**-એમાં મ્યુનિસિપલ ઓફિસો છે. એનો એક મિનારો જાણે ગગનમાં ગયો હોય એવું જણાય છે. આપણી શાળાના સેક્રેટરી સાહેબની ઓફિસ પહેલે માળે છે. મકાન જોવા જેવું છે.

કોલાબામાં લશ્કરી થાણું છે. અને નાનું તોપખાનું રાખવામાં આવે છે.

---

# ૨ બી વૉર્ડ (માંડવી)

**સ્ટેશન**-મસિદ કે મસજીદ (જી. આઇ. પી.)

**બંદર**-કર્નાકબંદર અને વાડી બંદર

**ગોદી**-વિકટોરીઆ ડૉક, પ્રિન્સેસ ડૉક, અલેકઝાંડ્રા ડૉક.

**બીજાં સ્થળો**-ચકલો, માંડવી આગળની બજારો અને ડોંગરીની તુરંગ. તુરંગ આગળની ટેકરીમાંથી હાલમાં પત્થર ખોદી કાઢે છે.

## ૩. સી વૉર્ડ (ભૂલેશ્વર)

**માર્કેટ**-શાકભાજી, ફૂલફળ વગેરે મળે છે.
કાપડમાર્કેટ-મંગળદાસ, મૂળજી જેઠા, લક્ષ્મીદાસ ખિમજી વગેરે.

**સ્ટેશન**-મરીનલાઇન્સ (બી. બી. રેલ્વે.)
પ્રમાણમાં ભૂલેશ્વર આગળ માણસોની બહુજ ગીરદી હોય છે. ગુજરાતીઓની વસ્તી વિશેષ છે. હિન્દુઓનાં મંદિરો ઘણાં છે. પાસે પાંજરાપોળ છે.

## ૪. ડી. વૉર્ડ (ગીરગામ)

**સ્ટેશન**-ચર્નીરોડ, ગ્રાંટરોડ અને મહાલક્ષ્મી (બી. બી. રેલ્વે)
**મંદિર**-વાલકેશ્વરની.
**રૂપસાગર**-બેકબેનો.

**ડુંગર**–વાલકેશ્વરનો, ટેકરીઓ–મલબાર હીલ અને ખંભાલા હીલની.
**હવાખાવાનાં સ્થળો**–ચોપાટી અને મલબારહીલ.
**બીજાં સ્થળો**–બાબુલનાથનું દહેરૂં. એ જોવા જેવું છે. ઉપરથી આખું મુંબઇ જોઇ શકાય છે. દેખાવ બહુજ સુંદર જણાય છે. પાસે હેગીંગ ગાર્ડન (ઝુલાબાગ) ડુંગર ઉપર આવેલો છે બાગ નીચે પાણીની ટાંકી છે. સાંજે લોકો ફરવા આવે છે ગવનર સાહેબનો બંગલો પાસેજ છે. તેની નિશાનીએ મોટા દિવા દૂરથી જણાય છે. મહાલક્ષ્મી માતાનું મંદિર– અહીં ઘણા લોકો દર્શનાર્થે આવે છે. નવરાત્રી ઉપર મોટો મેળો ભરાય છે. રેસકોર્સનું (ઘોડાની સરત) મેદાન પણ બહુ મોટું છે.

---

# પ. ઇ વોર્ડ (ભાયખળા)

**સ્ટેશન**–સેન્ડસ્ટ રોડ, (જુનું મઝગામ) ભાયખળા (જી. આઇ. પી.)
**બંદર**–મઝગામ અને ટાંકબંદર.
**ડુંગર**–મઝગામ અને ભંડારવાડાની ટેકરી.
**માર્કેટ**–ભાયખળાની, ત્યાં શાકભાજી સસ્તાં મળે છે.
**બીજાં સ્થળો–રાણીનો બાગ,** દેશ દેશના પશુપક્ષીઓ (મરેલાં

અને જીવતાં) જાતજાતના ફૂલઝાડો, કારીગરીના નમુનાઓ વગેરે જોવા જેવાં છે. પાસે ટાવર છે. તેને ખસેડી બાગ ફરી બાંધવાનું કામ ચાલે છે.

---

# ૬. એફ વોર્ડ (પરેલ)

**ચૂડિાર**-શિવરીની.

**સ્ટેશન**-ચિંચપુકલી, કરીરોડ, પરેલ, દાદર, માટુંગા, (જી. આઇ. પી. રેલ્વેના) લોઅર પરેલ, એલ્ફિન્સ્ટન રોડ, દાદર (બી. બી. રેલ્વે) આ ભાગમાં મીલો ઘણી છે. પરેલમાં સર્પદંશ ઉપર ઉપાય કરવાનું દવાખાનું છે. શિવને છેડે મીઠાના અગરો છે. કિંગ સરકલ આગળ નવા બગીચામાં સાંજે લોકો ફરવા આવે છે.

---

## ૭. જી વાર્ડ (માહીમ)

**ભૂશિર**-મામાહાજીની અને વરલીની.

**અખાત**-માહીમને.

**સ્ટેશન**-માહીમ, માટુંગારૉડ (બી. બી. રેલ્વે)

**હવાખાવાનાં સ્થળ**-માહીમનો દરિયો.

**બીજાં સ્થળો**-મકદુમઅલી પીરની દરગાહ. અહીં દર વર્ષે મોટો ઓરસ ભરાય છે.

માહીમમાં જુનાવખતનો કિલ્લો જોવા જેવો છે. વળી જુનામાં જુનું બંદર છે. હાલ પણ રેતી, ઈંટ, લાકડાં વગેરે માલ આવે છે.

**શહેર બહાર જોવા જેવાં સ્થળો-ઘારાપુરી** (એલિફંટા) જુના વખતની ગુફા જોવા જેવી છે. ત્યાં બોટ કે મચ્છવામાં બેસી ઘણા લોકો જોવા જાય છે.

**ઉરણ**-મુંબઇ પાસે ગામ છે. ત્યાં દારૂ ગાળવાની ભઠ્ઠી છે.

**કુર્લા, ભાંડુપ, ભાંઈદર** અને **વસઇ** આગળ મીઠાનાં અગરો છે.

**જોગેશ્વરીનીગુફા**-અંધેરી પાસે જોવા જેવી છે. તેની પાસેજ થોડે દૂર **મોરલની** ગુફા પણ જોવા જેવી છે.

**કેનેરીની મોટી ગુફા**-દુનિયામાં મોટી ગુફાઓ પૈકી એક છે. **બોરીવલી** સ્ટેશનથી ૭-૮ મૈલ પર આવેલી છે તે બહુજ

જુની છે. મુંબઈથી ઘણા લોકો મોજમઝાહ માટે ત્યાં જાય એમાં ૧૦૮ ઉપર ગુફાઓ છે. જુના વખતનાં કોરે પુતળાં જોવા જેવાં છે. ટાંકામાંનું શીતળ પાણી પીવાથી મન શાંત બને છે.

---

# પ્રશ્નોત્તર

પ્રશ્ન–ભૂગોળવિદ્યા શીખવાથી શું લાભ થાય ?

ઉત્તર–પૃથ્વી પરનાં મોટાં મોટાં શહેરો, નદીઓ, અખાતો, રણો, પર્વતો વગેરે ક્યાં આવેલાં છે બીજા દેશમાં શું પાકે છે, કયો દેશ સુખી છે, ત્યાંના લોકો કેવી જાતના છે. તેઓના રીતરિવાજ કેવા છે, વગેરે સમજાય છે.

પ્ર–ગામડામાં તથા શહેરમાં શું તફાવત હશે ?

| ઉ– ગામડું. | શહેર. |
| --- | --- |
| વસ્તી થોડી હોય છે. | વસ્તી વધુ હોય છે. |
| ઘર થોડાં હોય છે. | ઘર ઘણાં હોય છે. |
| બજાર નથી હોતાં. | મોટી મોટી બજારો હોય છે. |
| સારા રસ્તા નથી હોતા. | પાકી સડકો હોય છે. |

| | |
|---|---|
| ગંદકી નથી હોતી. | ગંદકી વધુ હોય છે. |
| હવાપાણી સારાં હોય છે. | હવાપાણી ગામડાં જેવાં નહિ |
| ધંધો મળતો નથી, | ધંધા રોજગાર સારા ચાલે |

પ્ર–ભૂગોળનું જ્ઞાન કઇ કઇ રીતે મેળવી શકાય ?

ઉ–વાંચીને, મૉડેલથી (માટીના નમુનાથી), નકશાથી, અને નજરે જઇ જોવાથી.

પ્ર–તમે કયા વોર્ડમાં રહો છો ?

ઉ–એફ વોર્ડમાં.

પ્ર–એફ વોર્ડમાં કયા કયા ભાગ આવ્યા ?

ઉ–પરેલ, માટુંગા, ખાડા માટુંગા, નાયગામ, દાદર, શિવ વગેરે.

પ્ર–મુંબઇમાં પાણી કેવી રીતે મળે છે ?

ઉ–નળ વાટે.

પ્ર–નળમાં કયાંથી આવતું હશે ?

ઉ–તળાવમાંથી.

પ્ર–કયા તળાવમાંથી ?

ઉ–તાનસા, તુળસી અને વિહારમાંથી.

પ્ર–એ કયાં આવ્યાં ?

ઉ–થાણા જિલ્લામાં.

પ્ર–એમાં મોટું તળાવ કયું ?

ઉ–તાનસા. એ સને ૧૮૯૧ માં સરકારે બંધાવ્યું. નાશિક જતાં તાનસા નામનું સ્ટેશન આવે છે. ત્યાંથી એ નજીકમાંજ છે.

પ્ર–તમે મુંબઇમાં તળાવ જોયું છે ?
ઉ–હાજી. મુંબાદેવીનું અને વાલકેશ્વરનું.
પ્ર–ભાયખળા સ્ટેશનથી ચોપાટી જવું હોય તો કેવી રીતે જવાશે ?
ઉ–ટ્રામમાં બેસીને, ઘોડાગાડી કે મોટરમાં બેસીને.
પ્ર–ટ્રામમાં બેસી કયાં ઉતરવું ?
ઉ–ગીરગામ જતી ટ્રામમાં બેસી પ્રાર્થના સમાજ આગળ ઉતરવું.
પ્ર–તમે ટ્રામ તો જોઇ છેને ?
ઉ–હાજી.
પ્ર–તમે ટ્રામ વિષે શું શું જાણો છો ?
ઉ–ટ્રામ એ વિજળીથી ચાલતી નાની ગાડી. આગગાડીની જેમ તે લોઢાના પાટા ઉપર ચાલે છે. ઉપર વિજળીના તાર હોય છે તેની સાથે દાંડાને લગાડે છે કે ઝટ દઇને ચાલવા માંડે છે.
પ્ર–ટ્રામ પહેલ વહેલી કેવી રીતે ચાલતી હતી ?
ઉ–ઘોડાઓ જોડીને ચલાવતા હતા.
પ્ર–પ્રથમ ટ્રામ કયાં ચાલુ થઇ હશે ?
ઉ– ન્યુયોર્કમાં (અમેરિકામાં).
પ્ર–કોણે શોધ કરી હશે ?
ઉ–મી. ટ્રેઇન નામના માણસે સને ૧૮૬૦ માં શોધ કરી.
પ્ર–ટ્રામ કયાં ઉભી રહે તે શી રીતે જાણવું ?
ઉ–બેઉ બાજુ થાંભલા ઉપર લાલ બૉર્ડ લગાડેલાં હોય છે.
પ્ર–ટ્રામ કયાં થઇને જશે તે શી રીતે જાણવું ?
ઉ–આગલા ભાગનું બોર્ડ જોવું. અથવા ગમેતે ટ્રામમાં બેસી

જઇ ટિકિટ આપનારને કહેવાથી તે તમને જ્યાં જવાનું **હોય** ત્યાં ઉતારશે. નંબરો યાદ રાખવાથી પણ જાણી શકાય **છે**

પ્ર–હિંદુસ્તાનમાં બીજે કયાં કયાં ટ્રામ ચાલે છે ?

ઉ–કલકત્તા, રંગુન, મદ્રાસ, નાશિક, દિલ્હી વગેરે મોટાં **શહેરોમાં,**

પ્ર–ભૂલા પડયા હો તો શું કરવું ?

ઉ–રસ્તા પરના પોલિસ સિપાઇને પૂછવું. અથવા ટ્રામમાં બેસી જઈ પોતાના મુકામની ટિકિટ માગવી અથવા ઘોડાગાડી કે મોટર ભાડે કરીને જવું.

પ્ર–ટ્રામનાં મુખ્ય સ્ટેશનો કયાં કયાં ? નંબર પ્રમાણે કહો.

ઉ–૧. **સાસુનડૉક.** ૨. **ગ્રાંન્ટ્સ બિલ્ડીંગ્સ;** ૩. **મ્યુઝિઅમ ઈસ્ટ** ૩ (અ)**મ્યુઝિયમ વેસ્ટ;** ૪. **બેલાર્ડપિયર.** ૫. **બોરી બંદર;** ૬. **ક્રાફર્ડમાર્કેટ;** ૭. **ધોબીતળાવ,** ૮. **કર્નાકબંદર,** ૯. **વાડીબંદર જંકશન** ૧૦. **ગિરગામ;** પી. ચર્ચ ૧૦(અ) **ઑપેરા હાઉસ** ૧૧. **પાયધુની;** ૧૨. **નળબજાર;** ૧૩. **સી. પી. ટેંક** (કાવ-સજી પટેલ તળાવ) ૧૪, **કૉરનર ઑફ ગ્રાંન્ટ રોડ;** ૧૫. **ચર્નીરોડ જંકશન** ૧૬. **ગ્રાન્ટરોડ;** ૧૭. **ફોરસરોડ જંકશન;** ૧૮. **તારદેવ** ૧૯. **બેટાંકી** ૨૦. **જે. જે. હોસ્પિટલ જંકશન.** ૨૧. **મજગામ;** ૨૨. **ઉભાપાસીં** (પારસી સ્ટેચ્યુ) ૨૩. **જેકબ સર્કલ** ૨૪. **ભાયખલા બ્રીજ** ૨૫. **વિકટોરિઆ ગાર્ડન્સ લાલબાગ** ૨૭. **પરેલ** ૨૮. **દાદર** ૨૯. **ફ્લૉરા ફાઉન્ટન** ૩૦

સેંડહર્સ્ટ બ્રીજ; ૩૧. ગોળપીઠા ૩૨. રાઉન્ડટેંપલ ગોળ દેવળ ૩૩. ભીંડીબજાર ૩૪. રેરોડ ૩૫. ગોવાલિયા તળાવ ૩૬. પ્રાર્થના સમાજ ૩૭. ટાંકબંદર. ૩૮. કિંગ સર્કલ.

પ્ર-મુંબઇ મ્યુનિસીપાલિટિની ઉપજ શું હશે ?

ઉ-આસરે ૩॥ કરોડ રૂપીઆની.

પ્ર-એટલી બધી ઉપજ કેવી રીતે થતી હશે ?

ઉ-કરો નાખીને પૈસા જમા કરે છે તેમાંથી. શહેરમાં દીવાબત્તી, પાણી પુરૂં પાડવું, સાર્વજનિક કામો, નિશાળો વગેરે ચાલે છે તેમાંથી.

પ્ર-મુંબઇમાં કઈ કઇ રેલ્વે આવી ?

ઉ-૧-**બી. બી. એન્ડ સી. આઈ. આર** (બોમ્બે, બરોડા એન્ડ સેંટ્રલ ઈંડિઆ રેલ્વે)

૨-**જી. આઇ. પી. રેલ્વે** (ગ્રેટ ઈંડિયન પેનિનશુલા રેલ્વે)

૩-**હાર્બર બ્રાંચ** (બોમ્બે પોર્ટ ટ્રસ્ટ રેલ્વે કુર્લાથી.

૪-ગોવાલીથી માહીમ થઇ વાંદરા આગળ બી. બી. **રેલ્વેને** ફાંટો મળે છે

પ્ર-મુંબઇમાં બી. બી. રેલ્વેનાં સ્ટેશનો ગણાવો.

ઉ-**કોલાબા, ચર્ચગેટ, મરીન્લાઈન્સ, ચર્નીરોડ, ગ્રાંટરોડ, મહાલક્ષ્મી, પરેલ, એલ્ફિન્સ્ટન રોડ, દાદર, માટુંગારોડ, માહીમ.**

પ્ર-મુંબઇમાં જી. આઇ પી રેલ્વેનાં સ્ટેશનો ક્યાં ક્યાં ?

ઉ બોરીબંદર. (વિકટોરિયા ટર્મિનસ) **મસજીદ, સેંડહર્સ્ટ રોડ,** (જુનું નામ મઝગામ) **ભાયખળા, ચીંચપોકલી, કરીરોડ, પરેલ, દાદર, માટુંગા, શિવ.**

પ્ર–હાર્બર બ્રાન્ચનાં ?

ઉ–**કુર્લા, કોલવાડા, ગોવાડી, કોટનગ્રીનયાર્ડ,** અને **સેન્ડહર્સ્ટ રોડ,** થઇ બોરીબંદર જાય છે

પ્ર–વાંદરેથી બોરીબંદર જતાં કયાં કયાં સ્ટેશનો આવે ?

ઉ–**વાંદરા, માહીમ** ( બી. બી. રેલ્વે. ) પછી હાર્બર બ્રાન્ચ પ્રમાણેજ. ("અથવા વાંદરાથી દાદર જઇ ત્યાંથી જઇએ તો તે સ્ટેશનો કહેવાં )

પ્ર–કોલાબાથી પરેલ કેવી રીતે જવું ?

ઉ–૧-ટ્રામમાં બેસી. ગીરગામ, કાળકાદેવી કે પ્રિન્સેસ સ્ટ્રીટવાળી ટ્રામમાં બેસીને જવું.

૨–કોલાબા કે ચર્ચગેટ સ્ટેશનેથી બેસીને.

૩–બોરીબંદર સ્ટેશનેથી બેસીને.

૪–ટેકસી કે ઘોડાગાડીમાં બેસીને.

પ્ર–રાણીબાગ જોવા જવાને કયા સ્ટેશને ઉતરવું ?

ઉ–ભાયખળા ટ્રામમાં બેસીને પણ જઇ શકાય.

પ્ર–**બી. બી. રેલ્વે** અને **જી. આઇ. પી. રેલ્વે**નાં નજીક કયાં કયાં સ્ટેશન આવ્યાં ?

ઉ–એલિફન્સ્ટનરોડ, **દાદર,** માટુંગારોડ અનુક્રમે પરેલ, **દાદર** અને માટુંગા આવે છે.

પ્ર–મુંબઇમાં મુખ્ય મેળાઓ કયાં કયાં ભરાય છે?

**ઉ–વાલકેશ્વરનો, મહાલક્ષ્મીનો, મેદાનનો, નાગપાડાનો** ગોવાળીઆ તળાવ ઉપર **લક્ષ્મીનારાયણનો, કાલકાદેવીનો, માહીમનો. નાયગામનો**

પ્ર–વેપારની ધમાલ કયા ભાગમાં વિશેષ જણાય છે?

ઉ માંડવી આગળ, ગોદીઓ આગળ, માર્કેટ આગળ, કોટ, અને ભુલેશ્વર આગળ.

પ્ર–જોવા જેવાં સ્થળો ગણાવો.

ઉ–હાઇકોર્ટ, મ્યુનિ૦ ઓફિસનું મકાન, બોરીબંદર સ્ટેશન. રાજાબાઇ ટાવર, ટાઉન હૉલ, ગોદીઓમાં મોટી મોટી બોટો, રાજાઓના મહેલો, તાજમહાલ હોટલનું મકાન, વિશ્રામંદિરો (કોલેજોનાં મકાનો).

પ્ર–મોજમજાહનાં સ્થળો ગણાવો.

ઉ–ચોપાટી, પાલવાબંદર, એન્ડસ્ટેન્ડ, રાણીબાગ, ઝૂલાબાગ, માટુંગાનો નવો બગીચો, માહીમ આગળનો દરિયો.

પ્ર–જ્ઞાન વધારવાના સ્થળો કયાં કયાં?

ઉ–વેધશાળા, દિવાદાંડી, ટંકશાળ, તોપખાનું (મહાલક્ષ્મી) ક્રાફર્ડ મારકેટ, હોસ્પિટલો, ગોદીઓ, આર્ટસ્કૂલ, ટેકનીકલસ્કૂલ, યુનિવર્સિટિનું મકાન વગેરે.

પ્ર–મુંબઇનો કારભાર કોણ અને કેવી રીતે ચલાવતા હશે?

ઉ–મુંબઇ મોટું શહેર છે. મુંબઇ ઇલાકાની રાજધાની હોવાથી

ત્યાં ગવર્નર સાહેબ રહે છે. મુંબઇમાં ૪૦ હજાર ઉપર ઘરો છે. વસ્તી પણ બહુજ છે ( ૧૨ લાખ માણસની ). મોટાં શહેરમાં દીવાબત્તી, સારા રસ્તાની હંમેશ જરૂર છે તેની ગોઠવણ ( વ્યવસ્થા ) કરવાને સરકારે મોટાં મોટાં શહેરને સ્વરાજ જેવા હકો આપેલા છે. એટલે તે શહેરની પ્રજાજ તે શહેરનો કારભાર ચલાવે છે. કારભાર ચલાવવાને પ્રજામાંથી જેઓ સારાં કામ કરતા હોય તેવાને લોકો ચુંટી કાઢે છે. મુંબઇમાં ૧૦૬ માણસની ચુંટણી થાય છે. તેમાં કેટલાક સરકાર પણ નીમે છે. એવા ૧૦૬ માણસની સભા કોર્પોરેશન નામે ઓળખાય છે. તેમાં બેસનાર સભાસદ **કોરપોરેટર** કહેવાય છે કોર્પોરેશન નાની નાની કમિટિ બનાવી તે દરેકને એક એક ખાતું સોંપે છે, તે કારભાર ચલાવે છે. મુંબઇ મ્યુનિ૦ નો મુખ્ય અમલદાર મ્યુનિ૦ **કમિશનરથી** ઓળખાય છે. કેળવણી ખાતા માટે એક જુદી કમિટિ (સ્કૂલ્સ કમિટિ) છે. તેના ઉપરી અધિકારી **સેક્રેટરી** સાહેબથી ઓળખાય છે. તેમને મદદ કરવાને **સુપ્રીન્ટેન્ડેન્ટો** નીમેલા હોય છે. તેઓ હંમેશા દરેક શાળામાં દેખરેખ રાખે છે. મુંબઇમાં મુખ્ય ચાર ભાષાની નિશાળો વધુ છે. **મરાઠી**, **ગુજરાતી**, **ઉર્દુ**, અને **અંગ્રેજી** એ વગર **ઈજનેરી ખાતું**, **આરોગ્ય ખાતું**, વગેરે ખાતાંઓ છે. **પોલિસ**, **ન્યાય** અને **જગાતખાતાં** સરકારના હાથમાં છે.

પ્ર–મુંબઈના મુખ્ય ભાગ કેટલા છે? કયા કયા?
ઉ–સાત છે. એ. બી. સી ડી. ઇ. એફ. જી.
પ્ર–કયા વૉર્ડમાં ગીચ વસ્તી હશે?
ઉ–સી. વોર્ડમાં (ભુલેશ્વરના લત્તામાં).
પ્ર–ઇ. વૉર્ડમાં કયા કયા ભાગ આવ્યા?
ઉ–ભાયખળા, તારદેવ, કામાઠીપુરા, નાગપાડા (બે છે) મજગામ.
પ્ર–મુંબઇમાં પોષ્ટ આફિસ કેટલી હશે?
ઉ–મુખ્ય ૨૦ છે. અને તે દરેકના નંબર આપેલા છે. બીજી નાની નાની પણ ઘણી છે. તેના નંબર નથી.
પ્ર–મુખ્ય પોષ્ટઑફિસ કયાં આવી?
ઉ–બોરીબંદર સ્ટેશન પાસે. તેનો નંબર ૧ છે.
પ્ર–કાળકાદેવી, ગીરગામ, પરેલ, માટુંગાના નંબર કહેશો?
ઉ–અનુક્રમે ૨, ૪, ૧૨, ૧૯ છે.
પ્ર–બાકીની પોષ્ટ ઓફિસના નંબરો જણાવો.
ઉ–નં. ૧, ફૉર્ટ મુંબઈ. નં, ૩ માંડવી. નં ૫, કોલાબા. નં. ૬, મલબારહીલ. નં. ૭, ગ્રાન્ટરોડ. નં. ૮, ભાયખલા. નં, ૯, ઉમરખાડી. નં. ૧૦, મઝગામ. નં. ૧૧ જેકબ સર્કલ. નં. ૧૩, ફરગ્યુસન રોડ. નં. ૧૪. દાદર. નં ૧૫, શીવરી. નં. ૧૬, માહીમ, નં ૧૭, ધારવી નં ૧૮ વરલી. નં ૨૦ વાંદરા.
પ્ર–કુર્લો ને વાંદરા મુંબઇમાં ગણાય કે?
ઉ–ના જી. તે થાણા જિલ્લામાં ગણાય છે.
પ્ર–બી. બી. રેલ્વેમાં કઇ કઈ લોકલો દોડે છે?
ઉ–વિરાર, બોરીવલી, અંધેરી, અને વાંદરા.

પ્ર-જી. આઇ. પી. રેલ્વેમાં ?

ઉ-કલ્યાણ, થાણા, અને કુર્લા.

પ્ર-એ લોકલ કયાંથી આવે છે એ શી રીતે જાણવું ?

ઉ-દિવસે જાણવું સહેલું છે. આગગાડીના બન્ને છેડે નામો લખેલાં હોય છે. સ્ટેશન ઉપર પણ બોર્ડ ઉપર ટાઇમ તથા ઉભી રહેવાનાં સ્ટેશન વગેરે જણાવેલું હોય છે.

પ્ર-રાત્રે કેવી રીતે જાણવું ?

ઉ-રાત્રે પણ બોર્ડો ઉપર ટાઇમ દર્શાવેલા હોય છે. બી. બી. રેલ્વેમાં કાચ ઉપર અંધેરી, બાંદરા (જે લોકલ હોય તેનું નામ લખેલું હોય છે, અને તેની અંદર વિજળીની બત્તી હોવાથી ઝટ વંચાય છે. હમણાં આ પ્રમાણે નવી ગોઠવણ કરી છે.

પ્ર-જી. આઇ. પી. રેલ્વેમાં શી રીતે જાણવું ?

ઉ-આગગાડીના એંજીન ઉપર ચાંદો મૂકેલા હોયછે. કલ્યાણ લોકલના એંજીન ઉપર ધોળો ગોળ ચાંદ હોય છે. થાણાના એંજીન ઉપર લીલો ચાંદ (પતરા ઉપર આપેલો રંગ) અને કુર્લા લોકલના એંજીન ઉપર છેક નીચે લીલો ચાંદ જણાશે. સ્ટેશન ઉપર ટાઇમ બોર્ડ જોતાં અથવા આગગાડીના બન્ને છેડે લખેલું નામ વાંચવું.

પ્ર-રાત્રે કેવી રીતે જાણવું ?

ઉ-દિવસની માફકજ હોય છે. ફેર એટલો કે રાત્રે ચાંદોની જગ્યાએ તેવા રંગની બત્તી હોય છે. એટલે કઇ લોકલ છે તે ઝટ સમજાય છે.

પ્ર–મુંબઇમાં મોટાં મોટાં કારખાના કયાં છે ?

ઉ–પરેલ વર્કશોપ (બી બી. રેલ્વેનું તથા જી. આઈ પી. રેલ્વેનું) માટુંગા વર્કશોપ (જી. આઇ. પી. રેલ્વેનું) બીજાં નાના નાના ઘણાં છે.

પ્ર–ફૂટપાથ એટલે શું ?

ઉ–મોટી મોટી સડકોની આજુબાજુ માણસોને ચાલવાને કરેલો ઉંચો રસ્તો. એ ઉપર ચાલવાથી મોટર, ટ્રામ કે ખટારાથી અકસ્માત થવાનો ભય રહેતો નથી.

પ્ર–આગ લાગે તો શું કરવું ?

ઉ–મ્યુનિસિપાલિટિએ ઠામ ઠામ બંબા રાખ્યા છે. એની મુખ્ય જગા ભાયખલા બ્રીજ આગળ છે. ત્યાં ઘણા બંબા રહે છે. દરેક બંબાખાના આગળ ટેલીફોન હોય છે. એવા ટેલીફોનનો શહેરમાં ઠામઠામ કાચનાં બોક્ષ ગોઠવી સંબંધ રાખેલો છે. આગ લાગે કે તુરત તે કાચને તોડી હેન્ડલ ફેરવવાથી તે જગ્યાએ બંબા આવી પહોંચે છે.

પ્ર–ટેલીફોન એટલે શું ?

ઉ–વિજળીના પાવરથી ચાલતું વાતચિત કરવાનું યંત્ર.

પ્ર–ટેલીફોનથી શું લાભ થાય ?

ઉ–અણધારી આફત વખતે ખબર આપી શકાય. એનાથી વેપારમાં બહુજ ફાયદો થાય છે. દેશદેશના ભાવતાલ તુરત સમજાય છે. ઘરમાં બેઠાં બેઠાં દરેક ઠેકાણે વાતચીત કરી શકાય છે.

# દશાવતાર લીલા માટે અભિપ્રાયોઃ—

દશાવતાર લીલાઃ— ( હ. ના. શાસ્ત્રી ) ઈશ્વરે અધર્મનો અંત લાવવા માટે જે જુદા અવતાર લીધા છે તેનું આ પુસ્તકમાં આકર્ષક ભાષામાં વર્ણન કર્યું છે. પ્રત્યેક અવતારના ચિત્રો આપી ઉપયોગીતામાં વધારો કર્યો છે, એવાં પુસ્તકો તો ધર્મ શ્રદ્ધાળુ વાંચકો ભક્તોમાં ભેટ કરે તો જ તેની ઉપયોગીતા સધાય.

બાળક શ્રાવણ ૧૯૮૧

દશાવતાર લીલાઃ—( કિંમત આઠ આના ) પ્ર. હ. ના. શાસ્ત્રી ભગવાને આ સૃષ્ટિ રચ્યા પછી દુષ્ટ લોકોનું જોર જ્યારે જગતમાં વધી પડે ત્યારે તેમનો નાશ કરવાને માટે વારંવાર અવતાર ધારણ કર્યો છે. દુષ્ટોને સુધારવાનું આપણા ધર્મશાસ્ત્રોમાં લગભગ અશક્ય સરખું ગણાયું છે. કૃષ્ણ ભગવાન જાતે દુર્યોધનની સભામાં પાંડવો વતી સમાધાન કરવા ગયા ત્યારે દુષ્ટ કૌરવોએ પોતાની દુષ્ટતા કેમ દાખવી અને ભગવાન સાથે કેમ હાથ ઉગામ્યો એ આપણે જાણીએ છીએ.

ભગવાનના મુખ્ય દશ અવતાર ગણાય છે, તે અવતારોનું વાર્તારૂપે વર્ણન આ પુસ્તકમાં સારી રીતે કરવામાં આવ્યું હોઇ પુસ્તક બહુજ ઉપયોગી થઇ પડશે. વળી પ્રસંગોપાત સુંદર ચિત્રોથી પણ તેને શણગારવામાં આવ્યું છે.

બાલજીવન માહ ૧૯૮૧